

શ્રી ગણેશાય નમઃ



# 'કુમળ' ની કલમ

## પગલું પહેલું


લેખક અને પ્રકાશક
શુકલ. 'કુમળ', કવી. કૌશીક


ઉર્ફે

અમથાલાલ મોતીલાલ

( સર્વ હુકક કર્તાને સ્વાધીન છે. )


પહેલી આવૃતી પ્રત ૧૦૦૦

સિદ્ધાનંદ મુદ્રણાલય. નરસીલાલ ચુનીલાલ ગોળીવાળાએ છાપ્યું
ખાડીઆ ચુંગઃ—અમદાવાદ.

મીતી સંવત ૧૯૮૫ ના માઘ વદી ૯ ને મંગળવાર

મુલ્ય. રૂ. ૦-૪-૦

ઠેકાણું ખીલાતરવાડા મું. સિધપુર (ઉત્તર-ગુજરાત)

## ગઝલ.

ત્રિવીધી તાપને તોડી, કરે સૌ સુખના ઢગલા !
પઢો તવ પ્રીતડી જોડી, 'કુમળ'ની કલમનાં પગલાં ?

મગે જ્યમ પુત્રને માડી, હ્રદયમાં પ્રેમ ત્યમ પાડી !
શિખાવે સદ્ગુણો હાડી, 'કુમળ'ની કલમનાં પગલાં ?

કલેશોને હટાવે છે, બિમારી પણ મટાવે છે !
ખુશીમાં દિન વટાવે છે, 'કુમળ'ની કલમનાં પગલાં ?

દિલાસો દુઃખમાં દેતાં, ચરમના મર્મ સૌ કે'તાં !
સ્વજનનાં દિલ હરી લેતાં, 'કુમળ'ની કલમનાં પગલાં ?

જગત વ્યવહાર જોવાને, પૂરવનાં પાપ ધોવાને !
હ્રદયનાં અશ્રુ લ્હોવાને, 'કુમળ'ની કલમનાં પગ

સફળ આ જ્ઞાનમય સૃષ્ટી, બનાવી જે કરી દ્રષ્ટી !
દિયે અમી વેણુની વૃષ્ટી, 'કુમળ'ની કલમનાં પગ

નર્કાગ્હી કાર્યથી ડરવા, અમર થઈ સ્વર્ગમાં ફરવા !
અમીરસ પાન હા ? કરવા, 'કુમળ'ની કલમનાં પગલાં



# શ્રી સત્યનારાયણની કથા

## ( સમશ્લોકી ગુજરાતીમાં )

---

**દોહરો છંદ.**

શ્રીસ્થળ વાશી કુમળઆ, દેવ તણો છે દૂત.
સતનારાયણની કથા, લખવા કરતાં બૂઘ.
ગુરૂ ગણુ શારદને સ્મરે, સ્નેહે નાંમી શીષ.
સ્હાયક એ ત્રીદેવને, કરી રિઝાવે ઇશ.
સંસ્કૃત વાંણી સૂતની, નહીં સમજવી સ્હેલ.
તવ લખવા ગુર્જર મહીં, મથન કરે મૂશ્કેલ.
સમશ્લોકી આ કાવ્યમાં, આવે કંઈ અંતરાય.
સજન જરૂર સુધરાવશો, સ્નેહે દઇ શિક્ષાય.
ભણી સુણી શ્રદ્ધા વડે, સમજે લે ફળ ચાર.
વળી અંતમાં 'કુમળ' કે, ઇશ કરે ઉધ્ધાર.

## અધ્યાય ૧ લો.

**માલીની વૃત.**

અવધપુર સમીપે, નૈમિષારણ્ય આદી,
મુનિવર તહિં રે' જે, શોભતા શૌનકાદી
પવિતર દિલવાળા, વેદના મંત્ર ગાતા,
અતિથિ કુશળ વક્તા, સૂતને પૂછતાતા.'

વરત તપ કર્યું છે, જે કર્યાથી લુભાંયે,
ઝટ ફળ મન માંગ્યું, સ્હેલથી પ્રાપ્ત થાયે;
કરત શ્રવણ માટે, દીલ ઇચ્છા અતીશય્,
તવ કથન કરોને, શ્રીમુની સત્ય વીષય્. ૨

શાર્દૂલ વૃત.

એવો પ્રશ્ન સુણી તહીં સુત કહે, કે કાળ નારદ રશી,
વૈકુંઠે ભગવાનને તમ સમું, પૂછે દયા દિલ વશી;
ત્યારે ત્યાં પ્રભુએ દિધો ઉતર જે, તે હું તમોને કહું,
તો સૂણો થઇ સાવધાન અહિયાં, બેશી પ્રિતેથી સહુ. ૩

વસંત તિલકા.

આ પ્રશ્ન શ્રી પ્રભુ કને કરતાં પહેલાં,
ઋષી બિજા પર દયા કરવા વહેલા;
બૌ લોક તે ફરિ ગયા પછિ મૃત્યુ લોકે,
જ્યાં રે' મનુષ્ય દુખિયાં દહિ દીલ શોકે. ૪
ત્યાંનાં ઘણાં મનુષ બૌ કલહે પિડાતા,
ાની મહીં જનમતા દુખમાં સડાતા;
પોતા તણા કરમથી પણ ક્લેશ પાંમે,
દેખી ઋષી રદયમાં પર દૂખ જાંમે. ૫
કીયો ઉપાય કરવા થકિ આ જનોનાં,
સૌ :ખ ક્લેશ ઝટ શાન્ત બને મનોનાં;
એવો વિચાર મનમાં ઋષિ દેવ લાવ્યા,
ને ઘમતા તહિં થકી વૈકુંઠ આવ્યા. ૬

ત્યાં ગૌર રૂપ ભુજ ચાર કરી મહાલ્યા,
હા ?, શંખ ચક્ર સુગદા વળિ પદ્મ ઝાલ્યાં;
કંઠે દિપે લટકતી વનમાળ સારી,
એ દેવને દષિ રહ્યા મુનિ દીલ ધારી. ૭

## શાર્દુલ વૃત.

એ નારાયણ દેવને ઋષિ દષી, સ્તૂતી કરે વંદના,
કે વાણી મનથી પરા અતિત છો, ફેરા હરો ફંદના;
હે દેવા અનઅંત શકિત રૂપ છો, તમને ભુલી કાં ભમું,
કે' છે નારદ આપના પ્રિત થકી, ચર્ણે ઝુકીને નમું. ૮
આદી મધ્ય અનેજ અંત રહિતા, નિર્ગુણ રૂપી છતાં,
ભ દુઃખ કાપવા સરવથી, વ્હેલા સગૂણા થતા;
તાવી ભકત ઉગારંતા પ્રિત ધરી, દૂખો બધાં કાપતા,
ને રીઝી પળવારમાં વરદ હા ? ઇચ્છા સમું આપતા. ૯

## ગઝલ.

સુણી આ સ્તોત્ર ત્યાં વીષ્નૂ, વદયા નારદ પ્રતિ વાણી;
તમે છો કેમ અહિં આવ્યા, રહ્ય સંકેત શો આણી. ૧૦
કહી દયો તે મહાભાગી, જરૂર હું લક્ષ લેવાનો,
અને ઉત્તર પુરો તેનો, તમોને આંય દેવાનો. ૧૦
મુની કે' મૃત્યુ લોકે સૌ, જનો ક્લેશે લિંપાયેલા,
અતી યોની મહીં ઉપજી, નિચાં કરમે રચી રે'લા. ૧૧
દુખે તેઓ તણાં જાયે, સરળ ઉપાય કો પાંમી,
કૃપા મારા પરે છે તો, કહો સુણવા ચહું સ્વાંમી ૧૨.

### હરીગીત.

સાધૂ તમો પૂછો મને, ઉપકાર દીલ જન પર ચહી,
તોતે બતાવું વૃત્ત જેથી, મોહ દુખ રે'શે નહીં. ૧૨

### ગઝલ.

સ્વરગ મૃત્યુ મહીં દુર્લભ, ઘણું જે પુન્ય દેનારૂં.
તમારી સાથના સ્નેહે, કહેવા વૃત્ત તે ધારૂં. ૧૩.

### હરીગીત.

શ્રી સત્યનારાયણ તણું, વિધિવત્ત ઉત્તમ રીતથી,
વૃત આચરે જન જેહ તે, સુખ તુર્ત પામે પ્રીતથી;
આ દેહ છૂટયા પણ પછી, એ વૃત્ત ફળ નહિ વામશે.
કરનાર વૃત પરલોક માંહી, મોક્ષ પદને પામશે. ૧૪.

### ગઝલ.

સુણી ભગવાનનાં વેણો, રદયના ભેદ સૌ ભાગ્યા,
વળી નારદ પ્રભૂને ત્યાં, નમીને પૂછવા લાગ્યા. ૧૫

### હરીગીત.

એ વૃત્ત કરવાથી કહો, ફળ શું મળે દુખ શું જતું,
વીધાન કેવું તેહનું, કોણે પુરવ કીધું હતું. ૧૬

### ગઝલ

પુરણ વિસ્તારથી તેની, હકીકત જાણવા માગું,
કહો કયારે વળી કરવું, સુણી તન તાપ ઝટ ત્યાગું. ૧૭
પ્રભૂ કે' શોક દુખ કાપે, વધારે ધાન્ય ધન ઘરમાં,
ઘણું ફળ આપતું ઉત્તમ, જગે એ વૃત્ત નરવરમાં ૧૮

સ્રિને સૌભાગ્ય સંતાનો, પુરૂષને પણ વિજય દાતા,
પુરણ શ્રદ્ધા થકી કરવું, ગમે ત્યારે અરે ભ્રાતા. ૧૯
કરી ઉપવાસને સાંજે, સગાં મિત્રો ઘરે તેડી;
પુજો સત્યનારાયણ, સકળ દુખ નાંખવાં ફેડી. ૨૦
પ્રસાદી ચાર ચીજોની, કરી સમ ભાગ દયો ઉત્તમ;
ઘઉં ઘી ખાંડને કેળાં, કરો શીરો અતી ઉત્તમ. ૨૧

## હરીગીત.

ઘઉંના બદલ ચોખા ભલે, ને ખાંડ બદલે ગોળ લ્યો;
પણ રાંધતાં જણશો બધી, વજને બરાબર તોળજ્યો. ૨૨
વળિ દક્ષણા દયો વિપ્રને, સૂણો સગાં સાથે કથા,
વીપ્રો સગાંને નોંતરી, હોડો જમાડીને જથા. ૨૩
નાચી પછી ભક્તી વડે, ગાઈ પ્રભૂ રૂઠાવશો,
ને સત્યનારાયણ રટણ, કરતાં તમો ઘેરે જશો. ૨૪

## ગઝલ.

જંન એ રીતે, વરત દિલમાં ધરો ભક્તી;
સકળ મન કામના પામે, અને વાધે સબળ શકતી. ૨૫
વિશેષે આ કલીયુગમાં, ભુતળ પર વૃત્ત સ્હેલું;
કઠીણાં દુખ કાપીને, સકળ સુખ દે વળી વ્હેલું. ૨૬
કથા શુભ નર્મદા ખંડે પુરાણે સ્કંધમાં લહિયે,
પુરણ અધ્યાય થયો પે'લો, મુખે જય ઈશની કહિયે. ૨૭

## પહેલો અધ્યાય પુરણ.

# અધ્યાય ૨ જો.

ગઝલ.

કહે સુત સાંભળો ઋષિયો, જુની વાર્તા બિજી કહિયે
વસે કાશી શતાનંદ તે, દલીદ્ર દ્વિજ દુખી લહિયે, ૧
ભુખે તરસે પિડાયેલો બની વ્યાકુળ સદા બ્રાહ્મણ,
સુકાશી ક્ષેત્રની ભૂ પર, ભટકતો માગવા કંઇપણ. ૨
વહાલા બ્રાહ્મણો જેને, સદા એવા પ્રભૂજી છે.
દુખી તે વીપ્રને દેખ્યો, અટન કરતો વિભૂજીએ ૩
બની ઇશ વૃદ્ધ બ્રાહ્મણ ત્યાં, જઈ એ વિપ્રને પૂછે,
દુખિત તું કેમ પૃથ્વી પર, ફરે છે બોલ મન શું છે? ૪
શ્રવણ કરવા મને ઇચ્છા, બધો વરતાંત આ તારો,
કહે દ્વિજ શ્રેષ્ટ પ્રીતેથી, કરીશ હું શાન્ત જીવ તારો. ૫
શતાનંદ વિપ્ર તવ બોલ્યો, દરીદ્રી બહુ ગરીબ હું છું;
ફરૂં છું ભીખવા ભૂપર વચન સત આજ મુખ કું છું. ૬
પ્રભૂ ઊપાય કંઇ જાણો, બતાવો તવ કૃપાળ થઇ;
ઘણા મેં દાખડા કીધા, છતાં દુખની દશા નાં ગઇ. ૭
વદયા ત્યાં વૃદ્ધ વાડવ કે, સુણી લે દુખિયા બ્રાહ્મણ,
દિયે વાંચ્છીત ફળ વીભુ, કથાયે સત્યનારાયણ. ૮
પુજી તે દેવ તું વાડવ, વરત ઉત્તમ લિયે ધારી;
સરવ દુખો થકી માણસ, છુટે એ વૃત્ત આચારી. ૯
કહ્યું વીધાન વૃત કેરૂં, પ્રયત્ને વિપ્રને વારી,
પછી ત્યાં સત્યનારાયણ, અલોપ્યા વૃદ્ધ તન ધારી. ૧૦

### હરીગીત.

ઘરડા દ્વિજે કીધેલ વૃત્ત, મારે જરૂર કરવું સહી,
એવા રટણથી રાત્રિયે, ઉંઘ વિપ્રને આવી નહી. ૧૧

### ગઝલ.

સવારે ઉઠતાં કલ્પ્યું, કરિશ હું સત્યનારાયણ;
નિયમસર માગવા માટે, ગયો વસ્તી મહીં બ્રાહ્મણ. ૧૨

### હરીગીત.

તે દીવસે હરરોજ કરતાં, બીપ્ર બહુ ધન પાંમિયો;
ને તુર્ત તેડી સહુ સગાં; ઇશ્વર ભજનમાં જાંમિયો. ૧૩

### ગઝલ.

વળી આ વૃત્ત પરસાદે, થયો દ્વિજ મુક્ત સૌ દુઃખથી;
સકળ બ્રાહ્મણ મહીં દીપ્યો, ઘણી સંપત અને સુખથી. ૧૪
લઇ એ સાર દર મહિને; પરવણીને દિને બ્રાહ્મણ,
ધરી વૃતને કરી પૂજા રિઝવતો સત્યનારાયણ. ૧૫
સકળ તવ પાપથી છુટી, કઠણ એ મોક્ષ પદ પામ્યો,
પ્રભ કે' ભૂ પરે મારૂં, કરે વૃત તે દુખો વામ્યો. ૧૬
કહે સુત શૌનકાદીને, સરળ ઉપાય કળિ કાળે;
પુરે સૌ વાસનાઓને, દુખદ જનનાં બધાં ટાળે. ૧૭
કથ્યા શ્રી સત્યનારાયણ, મુની નારદ સમક્ષે તે;
કથા કીધી હવે બીજું, શ્રવણ કરવા શું ? લક્ષે છે. ૧૮
પુછે રૂષિયો ચરીતર આ, કહો આ દીજથી જગતે;
સુંશ્યું તે સુંણુવા ઇચ્છા, કિધું સૌ કો' કયા ભગતે. ૧૯
કહે સુત ઋષિયો સૂણો, કર્યું કોણે કહું રિઝથી;
જગે તે એક દી બ્રાહ્મણ, પ્રમાણે સાહ્યબી નિજથી. ૨૦

સગાં વ્હાલાં બુલાવીને કરે શરવાત વૃત કેરી,
તહીં શિર કાષ્ટ લઇ આવ્યો, કરત જે વેચવા ફેરી. ૨૧
મુકી હા ? કાષ્ટ આંગણિયે, ગયો એ દ્વીજ ઘર માંહી;
તૃષાતુર પણ નીહાળે જૈ, કરે જે કાર્ય દ્વિજ ત્યાંહી. ૨૨
પછી પુછે નમી દ્વિજને, કરો શું કાર્ય હાથેથી;
મળે ફળ શું કર્યાથી કો', પ્રભૂ વિસ્તાર સાથેથી. ૨૩

### શાર્દુલ વૃત.

બોલ્યો બ્રાહ્મણ પ્રીતથી તવ તહીં, આથી જતી આપદા,
સતનારાયણ દેવનું વૃત કરૂં, ઇચ્છીત દાતા સદા;
મેં લીધું વૃત જગારથી જગતમાં, તે દીનથી કૈં, તને
સો આ દેવ પ્રસાદથી મહુત છે, ધન અન્ મળેલું મને. ૨૪

### ગઝલ.

પુરણ વૃતની વિધી જાણી, થયો હર્ષીત કઠિયારો;
પ્રસાદી ખઇ અને જળ પી, ગયો નિજ ગામ લઇ ભારો. ૨૫
સવારે સત્યનારાયણ, સ્મરી સંકલ્પ કિધ મનથી;
નગરથી આજ ભારાની, મળે કિંમત્ત તે ધનથી. ૨
ન કરવું કાંય પણ કરવું, વરત સત દેવનુ દાડી;
કરી નિશ્ચય હૃદય એવો, ગયો શિર કાષ્ટ ઊપાડી. ૨૭
ગયો રૂડા નગર માંહે, ધનિકનો વાસ જ્યાં સારો;
તહીંથી તે દિવસ બમાણું, મળે લે દ્રવ્ય કઠિયારો. ૨૮

### હરીગીત.

પાંમ્યું હરષ તેથી, રદય કેળાં પકવ મુલવી રહ્યો;
ને ખાંડ ઘી આટો સરવ, ચીજો ઇતર પણ લઇ ગયો. ૨૯

ગઝલ.

પુજાપો સર્વ લઇ ઘેરે, જઈ વીપ્રો સગાં તેડયાં;
વડા આરંભથી વૃત તે, કરી વિધિયે દરદ દેડયાં. ૩૦
કરી વૃત ખૂબ કઠિયારો, વધી થયો પુત્ર ધન વાળો;
સુખો આ લોકનાં સહિને, જઈ આખર સ્વરગ મ્હાલ્યો. ૩૧
કથા શુભ નર્મદા ખંડે, પુરાંણે સ્કંધમાં લહિયે;
પુરણ અધ્યાય થયો બીજો, મુખે જયજય ઇશની કહિયે ૩૨

## બીજો અધ્યાય પુરણ,

## અધ્યાય ૩ જો.

ગઝલ.

કહે સુત સાંભળો ઋષિયો, ફરી એવી કથા બીજી;
પૃથમ નૃપ નામ ઉલ્કામુખ, ભુમીને પાળતો રીઝી. ૧
જીતેન્દ્રી સત્યવક્તા તે, સદા મંદીરમાં જાતો;
ઘણું ધન બો દ્વિજોને દઇ, રિઝાવી સૂખિયો થાતો. ૨
પ્રમુગ્ધા સ્ત્રી રૂડી તેની, સરોજયના સતી નાંમે;
પતીસહ ભદ્રશીલા તટ, કરી વૃત ઇશનુ જાંમે. ૩
સમય તે ત્યાં વણિક સાધૂ, ઘણા ધનનાં ભરી નાવો;
જતો વેપારના અરથે, પળી ઘરથી તહીં આવ્યો. ૪
તિરે નિજ નાવ મૂકીને, ગયો નૃપ પાસ તે કોડે;
દૃષિ વૃત ભૂપને પુછતાં, વિનયથી ત્યાંય કર જોડે. ૫
પુછયું કે રાય ભકતીથી, વિધીથી શું કરો આંહીં,
કહો તે સર્વ સુણવાને, ઉલટ થઈ મૂજ મન માંહીં. ૬

પ્રભૂ અતિ તેજ ઘર વીશ્નૂ, કહે નૃપ સાંભળો સાધૂ;
કરી વૃત પુત્રના માટે, સહોદર સાથ આરાધું. ૭
સુણી ભુપ વાકય ત્યાં સાધૂ, કહે હિલમાંય ધરવાનો;
બધી વીધી બતાવો હું. જરૂર એ વૃત્ત કરવાનો. ૮
નથી પણ સંતતી મુજને. થશે તૃષ્ણા પુરી મારી,
હવે તજિ ધંધ ઘર જઉં કહિ, ગયો આનંદ ઘર ધારી. ૯
અને એ વૃત્તનો મહિમા, કહ્યો પ્રેમે બધો સ્રીને;
વળી નિશ્ચય કર્યો કરશું, વરત સંતાન પામીને. ૧૦
કહ્યું એ શૂભ સાધૂએ, લિલાવતિ નામની સ્રીને.
અને એથી દિવસ એકે, સતી લીલાવતી સ્રી તે. ૧૧
પતીથી રોજ હરખાતી, ઋતૂ વતિ સત્ય ધર્માળી;
પ્રભ પરસાદથી એવી, બની એ નાર ગરભાળી. ૧૨
પુરણ દસ માસ થાતામાં, જનમ કન્યા થઈ પ્રીત્યે;
દિને દીને થતી મોટી, શશી અજવાળિયા રીત્યે. ૧૩
કલાવતિ નામ તે કેરૂં, વિધાંનેથી જગે ધાર્યું;
લિલાવતિયે મધુર વેંણે, પતીથી એમ ઉચ્ચાર્યું. ૧૪
કરો નવ કેમ પે'લાનુ, વરત ઈશ્વર તણું કલ્પિત;
વણિક કે' વૃત્ત એ કરવું, પ્રિયા વીવા સમય ઊચિત. ૧૫
કહીને તેમ તે સાધૂ, ગયો પરગામ હા ! ડોટી;
કલાવતિ બાપના ઘેરે, પ્રતીદિન થાય છે મોટી. ૧૬
પછી પરણાવવા જેવી, દષી થઇ બાલિકા સાધૂ;
સુરતિયો ગોતવા માટે, મુનિમને મોકલે સાધૂ. ૧૭

કહ્યું કે શ્રેષ્ઠ વર લાવો, વિવા પૂત્રી તણો કરવા;
થતાં આજ્ઞા નગર કાંચન, વિષે આવી રહ્યો ફરવા. ૧૮
તહીંથી એક લઇ આવ્યો, વણિક શુભ તન મુનિમ વળિયો;
વણિક તન તે રૂડો દેખી, હશી સાધૂ હ્રદય ઠળિયો. ૧૯
સગાં ને નાતનાં સરવે, બુલાવ્યાં હર્ષ દિલ સ્થાપી;
અને વીધી વડે કન્યા, વણિકના પુત્રને આપી. ૨૦

હરીગીત.

કન્યા તણા વીવા સમે, નિજ ભાગ્ય વશ સાધૂ થતાં;
ભૂલ્યો વરત શુભ ઇશિનું, સત્યેશ તવ કોપી જતા ૨૧

ગઝલ.

દિવસ ત્યમ કંઇ જતાં સાધૂ, કરમનો ભોગ ભોગવવા;
જમઇને સાથમાં લઇને, ગયો વેપાર હા ! કરવા. ૨૨

દોહરો.

ગયો દધી તિર, પર જહીં, રત્નસાર શુભ ગ્રાંમ,
જમઈ સંગ સાધૂ તહીં, કરે વણુજનુ કામ. ૨૩

ગઝલ.

ગયા એ તે નગર કેરો, વડો નૃપ ચંદ્રકેતૂ છે;
પ્રભૂ ત્યાં સત્યનારાયણ, દયાના જેહ સેતૂ છે. ૨૪
દિયે તે શ્રાપ સાધૂને, વચન વૃતનુ તજ્યો જાંણી;
કઠણ દારૂણ દુખ મોટું, મળો તુજને અધમ પ્રાણી. ૨૫

હરીગીત.

એવા મહીં દિન એક તસ્કર; રાજ ધન ચોરી જતા;
સાધૂ જમઈ સૂતા તહીં, બહુ સમિપ આવી છપતા. ૨૬

ગઝલ.

પુંઠે દુત રાયના આવે, દર્ષીને બહુ રહ્દય ત્રાસી;
સકળ ધન ત્યાંય નાંખી દઈ, તુરત ચુપચૂપ ગ્યા નાશી. ૨૭
વણિક બેઉ પરે આવી, ઉભા ત્યાં રાય દુત અકડી;
દર્ષીને રાજધન જગવી, વણીકોને લીધા પકડી. ૨૮
હરખથી દોડતા દુતે, ખબર જઈ રાયને આપી;
હુકમ દેખી કરો લાવ્યા, અમો આ ચોર બે પાપી. ૨૯
વિચાર્યો વીણુ જલદી ત્યાં, કહે નૃપ ખૂબ બાંધી લઇ;
ભયંકર તે વડો કિલ્લો, પુરો તે કેદખાંને જઇ. ૩૦
વણિક ધન ચંદ્રકેતૂ ત્યાં, ગણી નિજનું લુંટી લેતો;
પ્રભુ માયા વણિક વેંણો, પરે નાં લક્ષ કંઇ દેતો ૩૧
અને એ દેવના શ્રાપે, વણિક સ્ત્રી પણ બની દુખી;
ગૃહે ધન જે હતું તે સૌ, હરી જઈ ચોર થ્યાં સૂખી. ૩૨
કલાવતિ વય લઘની પણ, અને તે માત જે થાયે;
તરશ ભુખ ત્રાસ હણવાને, ઘરોઘર રોજ ભટકાયે. ૩૩
ક્ષુધાતુર એક દી કન્યા, ગઈ દ્વિજ એકના ઘરમાં;
પુજન વૃત સત્યનારાયણુ, તણું થાતું દૃષ્યું ઘરમાં. ૩૪
રિઝી બેશી કથા સૂણી, દુખદ હરવા પ્રભૂ વિનવ્યા;
પ્રસાદી ખાઈને રાત્રે, ઘરે આવી દુખી તનયા; ૩૫
લિલાવતિ માત તવ તેની, પુછે તેને પ્રિતી પાળી;
રહી કયાં આટલી રાત્રી, કહે તુજ દીલ શું બાળી. ૩૬
કલાવતિ કે' તુરત માંને, સુણે ? વાંચ્છીત ફળ દાતા,
થતું વૃત દ્વીજના ઘેરે, દર્ષી બેઠી હતી માતા. ૩૭

સુણી એ બોલ કન્યાના, ભુલેલું વૃ-ત વીચારી;
પુજે ત્યાં સત્યનારાયણ, ખુશી થઇને વણિક નારી. ૩૮
સગાં સહુ વૃત સતી કરતાં, પ્રભૂ પૂજી લિયે લ્હાવો;
જમઈને નાથ પોતાના, ચહે કે ઘેર ઝટ આવો. ૩૯
જમઈને નાથ મારાના, કરો સૌ વાંક નીવારણ;
ખુશી તે વૃ-ત વિનતીથી, પછીં થ્યા સત્યનારાયણ. ૪૦
સ્વપનમાં ચંદ્રકેતૂને, પ્રભૂ કે' સાંભળી લેજે;
ણક બે કેદમાં ઉત્તમ, છુટા પ્રાતર કરી દેજે. ૪૧
હરી લિધ તેમનું ધન તે, સરવ તું આપજે પાછું;
નિકર ધન રાજ તન તારા, કરૂં સૌ નાશ ગણ સાચું. ૪૨
કહી એ રીત રાજાને, પ્રભૂ અલ્લોપ થ્યા ત્યાંહી;
સવારે નૃપ સજન સંગે, પધાર્યો નિજ સભા માંહી, ૪૩
સિંહાસન રાય બેશી કે', સ્વપન લાધ્યું સભાજનને;
વળી કે' કેદ હમણાંનાં, કરો „ટા વણિક તનને. ૪૪
સુણી એ રાયની આજ્ઞા, સિપઈઓ કેદથી છોડી;
ભુપત આગળ લઈ આવ્યા, વદી વેણો વિનય જોડી. ૪૫
સભામાં બે વણિક પુત્રો, છુટીને કેદથી આવી;
વડા નૃપ ચંદ્રકેતૂને, નમ્યા બહુ નમ્રતા લાવી. ૪૬
નબોલ્યા કંઇ ડરી સમરી, પુરવ હેવાલ મન માંહી;
દૃષી નૃપ તેમને હેતે, કરે આજ્ઞા સભામાંહી. ૪૭
કરમથી દુખ પાંમેલા, હવે નાં એમને ભય કંઇ;
તુડાવી બેડિયો પગની, હજામત પણ કરાવી તહિં. ૪૮

ઘરેણું વસ્ત્ર પ્હેરાવી, વચન મીઠાં કહી પોષ્યા;
પ્રિતેથી પાસ બેસારી, વણિક પુત્રો નૃપે તોષ્યા. ૪૯
પ્રથમ ધન જેટલું લીધું, દિધું બમણું નૃપે તેથી;
અને કીધું હવે સાધો ? પધારો ઘેર પ્રિત્યેથી. ૫૦
હુકમ થાતાં જમઈ સસરો, વચન કે' રાયને ખાશું;
હવે તો આપ આશીષે, તુરતમાં ઘેર અમ જાશું. ૫૧
કથા શુભ નર્મદા ખડે, પુરાણે સ્કંધમાં લહિયે.
પુરણુ અધ્યાય આ ત્રીજો, થતો જય ઇશની કહિયે. ૫૨

## ત્રીજો અધ્યાય પુરણ.

# અધ્યાય ૪ થો.

### ગઝલ.

દુખી પેલા વણિક કેરૂં, રહ્યું મંગલ પુરવ સમ થઇ,
પળ્યો ઘર નિજ નગર જાવા, દ્વિજોને દાન ધન કંઇ દઇ. ૧
દધીમાં દુર ઉભી નૌકા, દષી સાધૂ તણી ઇશ્વર:
દરય જોવા બની દંડી, પુછે શું ? નાવની અંદર. ૨
મટયા કેદી મળી લક્ષ્મી, વણિક કરિ હાસ્ય થઇ ઉન્મત,
કહે કે કાં પુછો દંડી, કરો શું ? દામ હરવા મત. ૩
ભર્યાં પણુ પાંદડા વેલા, કરો શું ? માગતાં લાજો;
સુણી નિષ્ઠુર વચન તેનાં, પ્રભૂ કે' સત્ય ત્યમ થાજો. ૪
પછીં સાધૂ સમિપથી તે, વદી ત્યમ, આ યતી છેટા;
અને દધિના કિનારા પર, પછી બહુ દૂર જઇ બેઠા. ૫

ગયા દંડી પછી વણિકે, કર્યું નિત કર્મ નિજ ત્યાંહી;
ઉપર તરતી દષી નૌકા, થયું વિસ્મય રદય માંહી. ૬
દષી નાવે પરણુ વેલા પડયો બેભાંન થઇ ભૂ પર,
વળી શુદ્ધી થતાં ચિન્તા, મહીં ડૂબ્યો વણિક પૂતર. ૭
જમઇ તવ કે' સુણો સાધો, કરો છો શોક શા સારૂ;
દિધો છે શ્રાપ દંડીએ, વિચારો દીલમાં વારૂ. ૮
કરે સૌ આ યતી ધાર્યું, ન સંશય એહમાં લાવો;
મનોરથ સૌ પુરણુ થાશે, શરણુ તવ એહને જાવો. ૯
જમઇના વેંણુ હઇએ લઈ, યતી પાસે ગયો સત્વર;
યતીને જોઈ ભક્તીથી, નમી વિનયી વદયો અક્ષર. ૧૦
વદયો જુઠ આપ આગળ હું, ખમો એ દોષ આરાધૂં;
નમ્યો બૌ વાર શોકાતુર, થયો ઝાઝો તહીં સાધૂ. ૧૧
યતી કે' શોક તજ સાધૂ, અને સુણુ માંહરી વાંણી;
વિસારે તેં મુકી મારી, પુજા લે દીલમાં જાંણી. ૧૨
થકી હુંથીજ ઉતરોતર, સહ્યું તેં દૂખ દુર્બુદ્ધી;
સુણી ઇશ વેંણુ ત્યાં સાધૂ, કરે વિનતી થતાં શુદ્ધી. ૧૩
થતા મોહીત બ્રહ્માદી, સકળ સુર તૂજ માયામાં;
ન જાણે રૂપ ગુણુ તારાં, નવઈ શું મૂજ કાયામાં. ૧૪
મુરખ હું મોહિ માયામાં, રહ્યા ક્યમ આપને જાણું;
બનો પરસન કરિશ ઈશ્વિર, ગજા માફક પુજા ટાણું. ૧૫
શરણુ હું આપ શરણાંગત, પૃથમનું મૂજ ધન આપો,
સુણી એનાં વિનય વેંણો, થયા સંતુષ્ટ જગ બાપો ? ૧૬

દઈ વાંચ્છીત સાધૂને, અલોપ્યા તે જગે ઇશ્વર;
પુરણુ દ્રવ્યે ભરી નૌકા, જુવે સાધૂ ચઢી તે પર. ૧૭
કહે સાધૂ પ્રભૂ મ્હેરે મનોરથ થયો સફળ મારો,
સ્વજન સાથે કરે પુજા, વિધીશી ઇશની ધારો. ૧૮
પ્રભૂ પરસાદથી હરષે, પુરણ થયો નાવ સજ કીધું;
ગમન નિજ દેશમાં કરવા, નિકળિયો માર્ગ લઇ સીંધૂ. ૧૯
જુઓ આ રત્નપુરીને, જમાઈને સાસરો કે' છે;
રખોપે દ્રવ્ય તે દુતને, નગરમાં મોકલી દે'છે. ૨૦
નગરમાં જઈ દુતે દેખી, વણિક સાધૂ તણી નારી;
નમી કર બે ગૃહી બોલ્યો, વચન ત્યાં ઇષ્ટ વીચારી. ૨૧
નગર પાસે જમાઈ સાથે, વણિક સાધૂ સુણો આવ્યા;
ઘણો બંધુ વરગ બો ધન, વળી છે સંગમાં લાવ્યા. ૨૨
બની લીલાવતી હર્ષિત, સુણી દુત મૂખની વાંણી;
પ્રભૂ પૂજા કરી લૈને, સુતાને કે' ઉલટ આંણી. ૨૩
પિતાને ભેટવા તારા, પણું હું આવ તું વ્હેલી;
સુણી તે માં વચન કન્યા, પુરણુ વૃત ત્યાં કરે ઘેલી. ૨૪
પ્રભૂ પરસાદ ત્યાગીને, પતી જોવા પળી કાંમી;
રૂઠયા તવ સત્યનારાયણુ, અને તે નાવ સહ સ્વામી. ૨૫
ડુબાવી દીધ સત્યેશે, સહિત ધનથી નદી જળમાં;
કલાવતિ કન્યકાએ નાં, દીઠો નિજ નાથ આગળ ત્યાં. ૨૬
પડી તવ ભૂ પરે ત્યાંહી, કરીને શોક રડતી તે;
દીઠો દેખાવ નૌકાનો, અને કન્યા કકળતી જે. ૨૭

થયો ડર દીલ સાધૂના, વિચારે કે બન્યુ આ શું;
વડા નાવીક જન પણ ત્યાં, વિચારે વાત રહ્યા શું. ૨૮
તહીં લીલાવતી રડતી, સુતા દેખી દુખી થઈને;
બની વિહ્વળ અતી ત્યાંહી, વળી કે' નાથને જઈને. ૨૯
જમઈ સાથે તુરતમાં આ, કહો ક્યમ નાવ ડૂબાણું;
કયા સુરની અવજ્ઞાથી, હરઈ નૌકા ન હું જાણું. ૩૦
મહીમા સત્યનારાયણ, તણો કુણ હા? શકે જાણી;
વદી લીલાવતી તેવું, સજનમાં શોચતી શાણી. ૩૧
પછી કન્યા લઈ ખોળે શરૂ કીધું રૂદન સતિયે;
અને પતિ મર્ણથી ઝાઝી, દુખી થેલી કલાવતિયે. ૩૨
પતીની પાદુકા લઈને, કર્યું મન ત્યાં સતી થાવા;
દષી એ ચૅન કન્યાનું, વણિક લાગ્યોજ ગભરાવા. ૩૩
ઘણા શોકે તપેલો તે, વિચારે ધર્મ ધર શાન્તી;
હર્યું દેવે અગર થાયે, પ્રભૂ માયા થકી ભ્રાન્તી. ૩૪
કરૂં વૈભવ સમી પૂજા, પ્રભૂની ખર્ચ વીસ્તારી;
વણિક ત્યમ સર્વ જન તેડી, કહે વીચાર પોકારી. ૩૫
પડી ભૂપર નમ્યો સાધૂ, ઘણી વેળા પ્રભૂજીને;
ખુશી તવ દીનના પાળક, થયા ઝાઝા વિભૂજી તે. ૩૬
ભગત વત્સલ કૃપાળૂ થઇ, કહે છે પ્રેમ લાવી ત્યાં;
પ્રસાદી ત્યાગિને કન્યા, દરશવા નાથ આવી હ્યાં. ૩૭
પતી અદષ્ય તવ તેનો, થયો તું વાત ગણ સાચી;
હવે ઘર જઇ પ્રસાદી ખઇ, કદી અહિં આવશે પાછી. ૩૮

જરૂર તજ વણિક તુજ કન્યા, પતીને પામશે ઘરણે;
અગોચર વેણ કન્યા યે, સુણ્યું તે સ્નેહથી કરણે. ૩૯
તુરત તવ ઘેર ઊઠી ગઇ, પ્રભૂ પરશાદ ત્યાં ખાધો;
ફરી આવી જુએ ત્યારે, સજન સહ નાથ ત્યાં લાધ્યો. ૪૦
પછી બોલી પિતા પ્રત્યે, વચન સંતોષને ધારી;
ઘરે ચાલો પિતા જઇયે, કરો કાં ? વાર આવારી. ૪૧
થયો સંતાપ સાધુને, સુણી કન્યા વચન પ્રિત્યે;
પછી સત્યેશની પૂજા, ત્યાં કરી શાસ્ત્રની રીત્યે. ૪૨
સ્વજન ધન સંગ સહુ લઇને, ગયો ત્યાંથી ઘરે સાધૂ;
પુનમ સંક્રાંતને દીને, પ્રભૂ વ્રત આચરે સાધૂ. ૪૩
પુરણ આ લોકમાં તેથી, સકળ સુખ ભોગવી ફરતો;
ગયો વળિ અંત વૈકુંઠે, પ્રભૂ મે'રે ગમન કરતો. ૪૪
કથા શુભ નર્મદા ખંડે, પુરાણે સ્કંધમાં લહિયે;
પુરણ અધ્યાય થયો ચોથો, મુખે જય ઇશની કહિયે. ૪૫

## ચોથો અધ્યાય પુરણ.

# અધ્યાય ૫ મો.

### ગઝલ.

કહે સુત સાંભળો રૂષિયો, કથા અહિં અન્ય હું ગાતો;
હતો ભૂપ નામ તુંગધ્વજ, પ્રજાને પાળવા ન્હાતો. ૧

પ્રભૂ પરશાદ ત્યાગી થયો, રિતે એ રાય, દુખિયારી:
વને જઈ એક સમયે તે, પશુ બહુ જાતનાં મારી. ૨
દથી ભગવાંનની પૂજા, તળે, વટ વૃક્ષના આવી:
ખુશી ગોપો સ્વજન સાથે, કરે ભકતી હૃદય લાવી. ૩
દષ્યું પણ જોડમાં ગ્યોનાં, નમ્યો પણ નાં અભીમાંની:
પ્રસાદી એહ નૃપ પાસે, પછી ગોપે મુકી આંણી. ૪
ફરી જઇ ગોપ સૌ સ્થાને, કરે તે ભક્ષ મન માગી:
ભુપત હા ? દુખ બૌ પાંમ્યો, પ્રભૂ પરશાદ દઇ ત્યાગી. ૫
હતું ધન ધાન્ય તે સાથે, તનય સો નાશ થાવાથી:
કિધો સહુ નાશ મમ ઈશે, વિચારે નૃપ સમજવાથી. ૬
'પુજન તવતેહ ઇશ્વરનું, થતુંતું' જઇશ હું ત્યાંહી:
કરી નિરધાર ભુપ ચાલી, ગયો ગોવાળિયા જ્યાંહી. ૭
અને પછિ તેહ રાજાએ, સકળ ગોવાળ સંગાથે:
કરી સત્યેશની પૂજા, પુરણ શ્રદ્ધા વિધી સાથે. ૮
પ્રભૂ પરશાદથી રાજા, તનય ધન યુકત થયો ખંતે:
સકળ આ લોકમાં સુખ લઇ, ગયો સતપુરમાં અંતે. ૯
કહે કો' સત્યનારાયણ, તણું વૃત આ ઘણું દુર્લભ;
અને ફળદા ઘણી એની, કથા પણ સાંભળે દુર્લભ. ૧૦
પ્રભૂ પરશાદથી લે તે, સુખદ ધન તનય ધાન્યાદી;
દરીદ્રી દ્રવ્યને પામે, છુટે જન બંધનોમાંથી. ૧૧
ખરૂં છે વ્હેમ નહિ એમાં, બિધેલો બીકથી છૂટે;
ભગત ફળ ભોગવી માંગ્યા, જતા સૌ અંત વૈકુંઠે. ૧૨

કહે સુત રૂષિઓ તમને, કહ્યું વૃત સત્યનારાયણ;
મનુષ્યો જે કરી છાડે, પલકમાં દ્રખ ગભરામણ. ૧૩
પુજા સત્યેશની ફળદા, ઘણી કળિમાં કરે જેને;
કહે કો' કાળ કો' ઇશ કે', કહે કો' સત્ય મુખ તેને. ૧૪
કહે કો' સત્યનારાયણ, વળી સત દેવ કો' કે'શે;
ધરી પણ રૂપ બહુ ઇશ તે, સરવને ઇચ્છિતું દેશે. ૧૫
સનાતન વૃત રૂપ થઇ તે, સદા ઇશ રે' કળી કાળે;
કથા વાંચે સુણે યા તે, પ્રભૂ ગ્હેરે અઘો ટાળે. ૧૬
કથા શુભ નર્મદા ખંડે, પુરાણે સ્કંધમાં લહિએ;
પુરણ અધ્યાય થયો પંચમ, મુખે જય ઇશની કહિયે. ૧૭

## પાંચમો અધ્યાય પુરણ.

### ગઝલ.

પચાશી સાલ વાગડમાં, રહી રાપૂર શ્રાવણમાં;
કથા કિધ ગૂજરાતીમાં, રસે ભરપૂર શ્રાવણમાં ?
તપોવનને તજી તપસી, પળે પરદેશ શ્રાવણમાં;
'કુમળ' શ્રીસ્થળ તણો ધર યા, સ્મરે સત્યેશ શ્રાવણમાં.

## કથા સંપુર્ણ

# મનુષ્યોને માળવા.

## છપ્પય છંદ.

રૂડેરા સુણ રાય, દુખી છે રૈયત તારી:
લૂંટી જર લે જાય, ચોર ચાતો અધિકારી !
કરો વધારી હાલ, રખોપ્યા વિણ એ હ્યો છો;
કરી કુડા નીકાલ, દંડ દીનોને દયો છો !
ગુલાંમ પણ રૈયત તણા, નિમક હલાલી ચાલવો;
નિકર પછીં આ કુમળ કે'. નથી મફતનો માળવો ?

o o o

સુણજો હોદ્દેદાર, ખ્યાલ આ મારા મતનો;
રાજા તમ સરદાર, દાસ પણ એ રૈયતનો !
તમો સર્વની ફર્જ, ગુલાંમી તેની કરવી:
આવી પોં'ચે અર્જ, આપદા એની હરવી !
પછીં શીદ એને નડો, અન્યાયી મત ટાળવો;
નિકર પછીં આ કુમળેકે', નથી મફતનો મળવો ?

o o o

સુણજો રૈયત જંન, ખંડ નવ કરિયે સુખ લૈ;
દૂભાવે નૃપ મંન, ન્યાલ નવ કરિયે ધન દૈ !
અમલદારને લાંચ, ભૂલશો દેવી નીત્યે;
તવ નહિ આવે આંચ, ન્યાય સુખ પાંમો પ્રીતે !
ચૌદશિયા થૈ ભ્રાતનો, દુખ દૈ જીવ નવ બાળવો;
નિકર પછીં આ કુમળકે', નથી મફતનો માળવો ?

સુણને શાણા શેઠ, ધરાગો તુજને પોષે;
તો પણ તે શિર વેઠ, નાંખતાં નવ તું શોષે !
વળી ધરમ જુઠ આંણુ, વદીને નિત ફડે છે;
કરી ઇજતની હાંણુ, કેકને તું ખડે છે ?
અરે ! અનીતી હાંમતે, નવ તુજ ભેગો બાળવો;
સમજ નિકર કુમળ કહે, નથી મફતનો માળવો ?

• • •

ખાંતે સુણ ખેડૂત, જીવ ઓ ખેતે મારે;
પણ ગણ શિર જમદૂત, જોર હાખવશે બારે ?
લેને દેવા હાંમ, હાંમ તું જાતો ચૂકી;
દાંન ધરમનું કાંમ, પ્રીતથી કરે ન ઢૂકી ?
છતાં તજી દિન એક સો, જવું ગણી કૈં જાળવો;
નિકર પછીં આ કુમળકે, નથી મફતનો માળવો ?

• • •

સુણ પ્યારા સોનાર, ઘડાઇ લ્યો છો ભાડી;
તવ ભર્હી દીનાર, ઇટ ક્યમ મૂકો આડી ?
તાંબુ રૂપા માંહિ, કનકમાં ચાંદી ભેળો;
મિત્ર પુજ્ય કે ભાઇ, કોઇને તમે ન મેલો ?
છેવટ ઠગવા માટકાં, ઘાટ વિડારી ગાળવો;
સમજ નિકર કુમળ કહે, નથી મફતનો માળવો ?

• • •

હરજી પ્યાર દેખ, ચોર થૈ કપડું લુટે;
હે કપડાની રેખ, પાપથી ઘરાગ છુટે!
શીવજીના હશો હાંમ. કાંમ તવ એ કાં કાવો;
ઇશ્વર આઠે જાંમ, જુવે પણ નાં શરમાવો?
મિત્ર પુજ્ય રાજા સગો, રંક નહીં પણ ટાળવો;
સમજ નિકર કુમળ કહે, નથી મકતનો માળવો?

० ० ०

માંનો વાડવ મર્મ, ધર્મ કયમ તમેજ ત્યાગો;
ત્રિકાળ વૈદિક કર્મ, તજી કયમ ટુકડો માગો?
લિયો અધર્મી દાંમ, નીચની ઇનિછો સેવા;
કરિ નિત કુડાં કાંમ, ખુશ થૈ ખાવો મેવા?
નામ બોળવું વીપ્રનું, ઉપવિત નવ સંભાળવો;
સમજ નિકર આ કુમળકે', નથી મકતનો માળવો?

० ० ०

ગુણ ગણો કૈં ગોર, ખોસતો કળી કુધારો;
બની ફરો કાં? ઢોર, આપ યજમાંન સુધારો?
વરતન કરશો ઠીક, વદો તે તવ માંની લે;
રાખે ઇશ સમ બીક, દાંન પુજનિક જાંણી દે?
કર સમ જર કનડી લઈ, તન દુરગુણ નવ ટાળવો;
તો જાંણો આ કુમળકે', નથી મકતનો માળવો?

० ० ०

હેતે સુણ યજમાંન, ગોરના બોલ ઉપાડી;
સ્નેહે કરિ સનમાંન, શીખ તો લેવી દાડી !
નવ જેવો આચાર, એહની આશિષ લ્યોને;
કરી અતિશય પ્યાર, દાંન અગણીતાં દયોને !
તમ પાછળ એ છે જાણી, પ્રિતે ગોરને પાળવો;
નિકર પછી આ કુમળકે', નથી મક્તનો માળવો ?

° ° °

ચિંતે જો ચૂનાર, દાનગી તમે ન ચૂકો;
લઈ ગમે ત્યમ ગાર, ઈંટ પણ ઊંધી મૂકો !
દોરાવાનો ફેર, રાખતાં નહીં ડરો છો;
ફરિ જાવાએ ઘેર, કાંમમાં કપટ કરો છો ?
વળી એશઆરાંમથી, જ્યમ ત્યમ દીવસ ગાળવો;
પણ જાંણો આ કુમળકે', નથી મક્તનો માળવો ?

° ° °

કોડ ભરી કુંભાર, જોઇ લે જરા નિહાળી;
ભુલ્યો ધરમ વે'વાર, જીવ નીભામાં બાળી !
જયમ ઘમાવે ચાક, ફેરવો ત્યમ આ જગને;
દે અદકચ્યો પાક, પ્રીતથી ઘરાગ ઠગને ?
જર ડરતા ચો પણ જરા, ધર્મ માર્ગ નવ ભાળવો;
પણ જાંણો આ કુમળકે', નથી મક્તનો માળવો ?

° ° °

વૈદ્ય સુણોને વીર, ચીજ પૈશાની દયો છો;
પણ તેના ધરિ ધીર, સોળ જઇ લૂંટી લ્યો છો ?
કરો કપટનું કાંમ, કેસ લંબાવી રાખો;
પગ તોડો ધરિ હાંમ, દામ પર દિલડું દાખો ?
ધર્મ માર્ગ ઢૂકો નહીં, જમા કરી જર જાળવો;
પણ જાંણો આ કુમળ કે', નથી મક્તનો માળવો ?

○ ○ ○

ભાવે ભંગી ભાઇ; જોઈ લ્યો જરી નિહાળી;
જનમ નીચનો પાઇ, કરો કરણી કાં કાળી ?
મે'નતના લ્યો દાંમ, છતાં નવ ચોકખૂં રાખો;
વળિ પણ આઠે જાંમ, જગતને કનડી નાંખો ?
નિચ થૈ નિચ કરણી કરો, પછે નર્ક સંભાળવો;
સમજ નિકર આ કુમળ કે', નથી મક્તનો માળવો ?

○ ○ ○

ચમાર સુણશો ખાસ, ઢોર ચીરો મુવેલાં;
મરી ગાયનું માંસ, પેટમાં દયો થૈ ઘેલાં ?
તણાઇના લ્યો દાંમ, છતાં જગને રંજાડો;
હાડ ચાંમ ધરિ હાંમ, વેચતાં પૈસા કા'ડો ?
ધર્મ માર્ગ ઢૂકો નહીં, જમા કરી જર જાળવો;
પણ જાંણો આ કુમળ કે', નથી મક્તનો માળવો ?

○ ○ ○

છીંપાને રંગાર, તમે પણ ધ્યાંને ધારો:
જીવાત અપરંપાર; જુઓ ભઠ્ઠીમાં મારો ?
વળિ નવ રાખો ધ્યાંન, તમે સૌ ઘરાગ ઠગતાં;
કરો ન ભક્તીદાન, રાત દિન પૈસો ભક્તા !
પણ યમના દરબારમાં, પસ્તાઈ જીવ બાળવો ?
સમજ નિકર આ કુમગ કે', નથી મક્તનો માળવો ?

○ ● ○

હેતે સુણો હજામ, અનીતીમાં ધાવો છો;
લ્યો મન માગ્યા દાંમ, છતાં મહિને આવો છો ?
મરણ પરણને વક્ષ, અતીશે ઘરાગ દુભો;
ઈજ્જત લુંટવા સક્ષ, બનીને આવી ઊભો ?
શેવા જગની નવ કરો, ધર્મ તજી દિન ગાળવો;
પણ જાંણો આ કુમગ કે', નથી મક્તનો માળવો !

○ ○ ○

ધોબી જૂઓ ધીર, જીવ ભઠ્ઠીમાં મારો;
વળિ નિત નીજ શરીર, પરાયાં વસ્ત્રો ધારો ?
એથી ભાડું ખાવ, ઑળવી વળીજ વેચો;
પણ ધરમે નવ ધાવ, પાપ પુર જગમાં શેંચો ?
મે'નત મૂંઘી મેળવો, છતાં ધર્મ નવ જાળવો;
પણ જાંણો આ કુમળ કે' નથી મક્તનો માળવો !

○ ○ ○

માળી વીરા માંન, વખત પર તમે ન આવો;
જૂતી જાયે જાંન, પછીંથી પુષ્પો લાવો?
પણ જમવાનો થાળ, લઢીને લ્યો છો ખંતે;
ઘરાગની સંભાળ, રાખતા નથી જ અંતે?
પુષ્પ તણા પૈસા લિયો, પૂન્ય માર્ગ નવ પાળવો;
પણ જાણો આ કુમળ કે', નથી મફતનો માળવો!

○ ○ ○

વ્હાલા વણકર વીર, વાત તું માની લેને;
કરી કણુકની ખીર, શીદ કપડામાં દેને?
વણવા લઇને વસ્ત્ર, સૂત તેમાંથી ચોરો;
લૂંટો જન વિણ શસ્ત્ર, ધરી મહિં કાચો દોરો?
વળી પૂન્ય પોશો નહીં, ધર્મ તજી દિન ગાળવો
પણ જાંણો આ કુમળ કે', નથી મફતનો માળવો!

○ ● ○

છો જે હુન્નરબાજ, તમોએ મારૂં માનો;
જરીક ધરિને લાજ, કપટ કરવું દુર આણો?
ધર્મ માર્ગમાં ધાવ, પ્રીતથી નીતી પાળો;
હલાલ કરિને ખાવ, નહીં નિચ રસ્તો ન્યાળો?
નહિતર નરકે જૈ પડી, પસ્તાઈ જીવ બાળવો;
તવ જાંણો આ કુમળ કે', નથી મફતનો માળવો?

○ ○ ○

સુણ વા'લા સૂતાર, ધંધ તેં સારો સ્થાપ્યો;
તુજ ઘર માટે યાર, દુખ બગતણુનો કાપ્યો !
વધે લાકડું ઘેર, તેહ પાછું નવ આપો:
માગે તે પર ફેર, કરી રદ ફવા કાપો !
મે'નત તો મૂકો નહીં, ઘરાગ નવ સંભાળવો;
પણ જાંણો આ કુમળકે', નથી મફતનો માળવો

० ० ०

લક્ષે લહો લવાર, મજૂરી માગી લ્યો છો;
પણ કનડી બળવાર, ઘરાગોને દુખ દયો છો !
વળી ઘેણના ઘાવ, મરાવો તેની પાસે;
તમ ભઠ્ઠીની માંય, બળી બૌ જીવો ત્રાસે !
દહુંદ પેદાશી તણી, તમે જમી દિન ગાળવો;
પણ જાંણો આ કુમળકે', નથી મફતનો માળવો !

० ० ०

ઘર દિલ તું ધનવાંન, કરાવી મે'નત ખંતે;
ખાવા નવ દે ધાંન, તેહને તું તો અંતે !
થાય તુંથી નુકશાંન, આંખ ચોળીને સાંખે;
મજૂરના લે પ્રાંણ, દયા દિલમાં નાં દાખે !
અણ જાંણે અવગણ થયો, એ પણ જરિ નવ ટાળવો;
પણ જાંણો આ કુમળકે', નથી મફતનો માળવો ?

० ० ०

મજુરનો કર હાસ, તમે પણ હ્યોને જાંણી;
પિયો હરાંમી છાશ, પ્રભૂનો ડર દુર આંણી !
જે પોષે તમ દેહ, તેહનું ઇચ્છો ભુંડું;
દિયો દગાથી છેહ, પછી કયમ થાયે રૂડું !
ઇશ્વરનો ડર દિલ લહી, હુકમ એહનો પાળવો;
નિકર પછીં આ કુમળકે', નથી મકતનો માળવો ?

o o o

વીક્રયના કરનાર, ભાવ અણઘટતો બોલો;
ધર્મ આંણુ ઉચ્ચાર, વદો વળિ ઓછું તોલો !
આપો હલકો માલ, સંઘરી રાખો સારો;
જુવાંન વૃધ કે બાળ, સર્વને ઠગવા ધારો !
બજાર દેવું ના દિયો, લાય લઈ જર જાળવો;
પણ જાંણો આ કુમળકે', નથી મકતનો નાળવો ?

o o o

બની ગુરૂજી આપ, શીષ્યથી પગ ચંપાવો;
કોને દયો છો થાપ, કોઈનાં ઘર ભંગાવો !
ધર્મ કર્મ કરિ ત્યાગ, મથો છો માયા લેવા;
માંનું એહ અભાગ, તજ્યો જગ પણ હુચા એવા !
નાં દયો કૈં ઉપદેશને, ઍશ કરી દિન ગાળવો;
પણ જાંણો આ કુમળકે', નથી મકતનો માળવો ?

o o o

માંનો મોચી ભાઇ, દાંમ મુખ માગ્યા લ્યો છો;
પણ જોડાની માંહિ, ટૂકડા નાંખી દયો છો !
ચૂથો છો નિત ચાંમ, છતાં વળિ ધર્મ ગુમાવો;
લઈ હરાંમી દાંમ, દાંન દે નહીં ઉડાવો ?
વળિ દે ખોટા વાયદા, ઘરાગ નવ સંભાળાવો,
પણ જાંણો આ કુમળકે', નથી મફતનો માળવો ?

° ° °

મંદિરના પૂજાર, આંખ ઊઘાડી જૂવો;
ઉપર ધરો આચાર, કાળજું તમે ન ધૂવો !
જરીક દે પરશાદ, લાલચુ સેવક લુંટો;
અગર કરી ઉનમાદ, ઇજત પર સ્રીની ઝુંટો !
પાપ સમ ખપી ફરી, દાંમ હરી દિન ગાળવો;
પણ જાંણો આ કુમળકે', નથી મફતનો માળવો ?

° ° °

દિલથી શિષ કે દેખ, નથી ઉપદેશો લેતા;
ભૂખે મરતાં ભેખ, ધરી ગુરૂ પાસે રે'તા !
પણ ઇચ્છીને ભોગ, જોગનું નાંમ ડૂબાવો;
ધર્મ કર્મ સંજોગ; તજો ગુરૂ સાંમા થાવો ?
હરાંમ રોટી ખૈ ફરો, ગુરૂ હુકમ નવ પાળવો,
પણ જાંણો આ કુમળકે', નથી મફતનો માળવો ?

° ° °

માગણ માંગી દાંન, સદાયે ભાંડું ભરતો;
પણ ભૂલીને ભાંન, અનીતી બો આદરતો !
જગને ઠગવા માટ, કરો છો રંગો ઝાઝા;
નીચ ઘડો મન ઘાટ, ફરો બો થૈને તાજા !
ધર્મ કર્મ ત્યાગી રહી, મસ્ત બની દિન ગાળવો,
પણ જાંણો આ કુમળકે', નથી મફતનો માળવો ?

ૐ ૐ ૐ

પ્રીતે જો પીંજાર, પીંજવા કપાસ લેતા;
પણ થઈને ઠગનાર, ચોરતાં જરી ન રેતા !
પીંજણનો લૈ દાંમ, કાંમ એવું કાં ? કીજે;
જાુવે પ્રભૂ તમાંમ, તેહનો ડર કૈં લીજે !
પુન્ય માર્ગ નવ પોષવો, અધર્મનો જર જાળવો;
પણ જાંણો આ કુમળકે', નથી મફતનો માળવો ?

ૐ ૐ ૐ

ઘાંચી સૂંણ ગમાર, બની કાં નીતી છોડે;
તલ પિલવા લૈ ચાર, ચોરવા ચિતને જોડે !
ઘરાગને દૈ થાપ, તેલ યા તલનું લેતો;
ભફી ઘાંણી પાપ, કરી ઓછું બો દેતો !
ભાવ મજૂરી બો લિયો, પૂજય ધર્મ નવ પાળવો;
પણ જાંણો આ કુમળકે', નથી મફતનો માળવો ?

ૐ ૐ ૐ

ઉદ્ધડિયા ખેડૂત, નવાંણે કરતા કાછા;
જાંણું ઝમના દૂત, જરી નવ પડતા પાછા !
પવિત્ર ભૂમી માંય અશુધ ખાતર દયો આંણી;
જગ લઈ કાછા માંય, ત્રાસથી મારો પ્રાંણી !
પુજ્ય ધર્મ ઢંકો નહીં, જમા કરી જર જાળવો:
પણ જાંણો આ કુમગકે', નથી મફતનો માગવો ?

ૐ ૐ ૐ

વેચો મિઠાઈ દૂધ, તેહમાં ભેગ કરીને;
રમી જગતથી ધૂત, રહો છો હાંમ હરીને ?
વદો ન સાચું વેણ, ધર્મ પણ તમે ન રાખો;
કરિને કપટી નેંણ, ઘરાગો દંડી નાંખો ?
પૂન્ય ઉપર પ્રીતી નહીં, જીવાતનો જીવ બાળવો;
પણ જાણો આ કુમગ કે' નથી મફતનો માગવો ?

ૐ ૐ ૐ

ફેરીના ફરનાર, તમે પણ કૂડા કા'વો;
વદી જૂઠ ઉચ્ચાર, કરો અગણીતા ભાવો ?
મૂઘો વેચો માલ, એહમાં ઓછું ઘાલો;
વળી કરી સંભાળ, ભેગવાળું પણ આલો ?
પૂન્ય ધર્મ બાજૂ મુકો, જમા કરી જર જાગવો;
પણ જાંણો આ કુમગ કે', નથી મફતનો માળવો ?

ૐ ૐ ૐ

માંન માગો દેહ, પલકમાં ફીટી જાશે:
અંતે નિઃસંદેહ, સંગમાં કરણી થાશે !
મુંઘો મનુષ અવતાર, ઉંઘીનાં તમે ગુમાવો:
કમર કસો તૈયાર, બનીને કાંક કમાવો !
નહિતર ઇશ દરબારમાં, ફળ પાંમો દુખદાઇનું:
કુસંગ કહે ત્યાં જાણજો, નથી રાજ પોપાંબાઇનું !

o o o

પોપાં બાઇનું રાજ, કોણ હરે કે મારે:
સરખાં નિચ ઉંચ કાજ, મનુષ્યો એકે આરે !
ગણાયનાં અઘ પુન્ય, કોણ ત્યાં ન્યાય ચુકાવે:
સિધને સુખની ન્યૂન્ય, સૂખ લૈ નિચ ખુશ થાવે !
રાહ વગરના રાજથી, ધરણી લાગી ધ્રજવા:
તવ પોપાં બાઇ સ્વર્ગ ગ્યાં, કુસંગ કહે રૂપ શ્યા નવા ?

o o o

જુઓ જગતના લોક, પૂર્વે જે કરણી કીધી:
ભોગવવા એ થોક, મનુષની કાયા દીધી !
જવું તજી સૌ અંત, ન્યાય ઇશ ઘર ચુકવાતા:
તવ અહિં રાખો ખંત, કમાવા કેરી ભાતા !
જેહ જાતમાં જનમિયા, ધર્મ ઠીક તે પાળવા:
નિકર પછીં આ કુસંગ કે, નથી મફતના માગવા !

o o o

**અપૂર્ણ.**

# જાહેર વિજ્ઞપ્તિ.



આજ કાલ કામ કરતાં પંદર વરસથી હું કાવ્યોનું કામ કરૂં છું; પણ મારા લખેલા તરજુમાઓ, નાટકો, ભજનો, ગરબાઓ અને છંદો વીગેરે મારા સહવાસમાં આવીને રાજા મહારાજાઓ તેમજ વિદ્વાન કવિઓએ જોયેલાં હોવાથી, છપાવ્યાનો ખર્ચ કરી મશહુર થવાની અનેચ્છાએ આજ સુધી કોઈ પણ પુસ્તક છપાવ્યું નથી.

પણ કેટલાક બાઈઓના આગ્રહે, પ્રથમ આ લઘુ કાવ્ય છપાવી બહાર પાડવામાં આવ્યું છે. અને હવેથી ઉત્તરોત્તર મદદ મળ્યા કરશે, તો બીજા કેટલાંક પગલાંઓ છપાવી દેવા વિચાર છે. એજ વિજ્ઞપ્તિ. ઓમ્ શાન્ત:

લેખક અને પ્રકાશક.

**શુકલ૦ 'કુમળ' કવી.**

**શ્રીસ્થળવાસી.**